ગાંડીવ મુદ્રણાલય, કળાપીઠ
સુરતમાં છાપી ગાંડીવ
સાહિત્ય મંદિર તરફથી
નટવરલાલ વીમાવાળાએ
પ્રગટ કરી: ૧૯૮૬
૧૯૩૦: આવૃત્તિ બીજી
કિમ્મત આનો એક






આ નહુઈ જમરૂખની
નાનકડી વાત એક હૂંચેજી
કથાનું સ્વદેશી રૂપાંતર છે.
વાતાવરણને અંગે ઘટતો
ફેરફાર કરવો પડ્યો છે.
આ નવી આવૃત્તિમાં
કશો ફેરફાર કર્યો નથી.

# જાદુઇ જમરૂખ

(૧)

નીલમપરી ને ચમનપરી આસમાનમાં તો ઉડતાં'તાં. વાતોચીતો કરતાં'તાં. હસતાં'તાં ને તાળીઓ પાડતાં'તાં.

એમ ગમ્મત કરતાં ને ઉડતાં ઉડતાં ઉધના આવ્યું. પરીઓ તો આસ્માનમાં ને ઉધના તો નીચે, જમીન પર નાનું સરખું દેખાય;—કેવું? અજમેરી બોર જેવડું—જાંબુ જેવડું—કેરીના તો ગોટલા જેવું! પણ ચમનપરીએ તરત ઓળખ્યું. બોલી: નીલમ બ્હેન, નીલમ બ્હેન! જેયું કે. પેલું ગામ? પેલું ઉધના?

આપણે તે દિવસે ઉતર્યાં'તાં તે કે?

હા, ને વડ નીચે નાચ્યાં'તાં. અલમપરી હતી

ને જખલપરી હતી. અઝુલપરી હતી ને તખલપરી હતી. સૌએ ઉતર્યાં'તાં ને કેવી મઝા કરી'તી ! મારીજ વરસગાંઠ હતી તો !

હા, બહેન ! મને પણ બરાબર યાદ છે ! ને તારૂં હીરાઝાંઝર ખોવાયું'તું તે કેટલી વારે જડયું'તું !

હા ! મારૂં પ્યારૂં હીરાઝાંઝર ! રાણીજીએ ભેટ આપેલું તે ! ખોવાયું ત્યારે તો મારો જીવ ઉડી ગયો'તો. જડયું ત્યારે ચેન પડયું ! ત્યારથી હું શું કરૂં છું તે તું જાણે છે ?

શું કરે છે ?

ઉધનાને એક ભેટ આપું છું. દર વરસે એક ભેટ. જેના હાથમાં આવે તે લઇ જાય. ગયે વરસે એક હીરો નાંખ્યો'તો. ત્રીજે વરસે એક સોનાના બીયાંવાળું ચીભડું નાંખ્યું'તું. દર વરસે એક નાંખું છું. આજે પણ કંઇ નાંખું એવું થાય છે. વરસ થઈ ગયું છે.

આજે શું નાંખશે ?

રાણીજીની વાડીનું એક જમરૂખ મંગાવ્યું'તું. જમરૂખ ખાય તેની મનની ઇચ્છા તરત પાર પડે. બચકું ભરે તે વેળા મનમાં જે વિચાર હોય તે ત્યાં ને ત્યાં પાર પડે. એવું એ તો જમરૂખ છે. જરા નીચે ઉતરીને નાંખીએ. એવો મંતર ભણીયે કે ઉધ્નામાં જે જમરૂખીનું ઝાડ હશે તેને જઇને વળગી જશે. પછી જેને હાથ આવ્યું તે ખરૂં.

બંને પરીઓ થોડે ઉતરી. ઉધના તડબુચ જેવડું દેખાયું. હજુ ઉતરી. ઉધના ઘર જેવડું દેખાયું. હજુ ઉતરી. ઉધના ડુંગર જેવડું દેખાયું. એટલે ચમન પરીએ પોતાનું જમરૂખ કાઢયું. જમરૂખ પર ફુંક મારી. બોલી: જા રે અલ્યા જમરૂખડા ! જમરૂખીએ જઇને વળગી જજે ! બોલતું નહિ, ચાલતું નહિ ! જે લે તેને લેવા દેજે, જે ખાય તેને ખાવા દેજે ! મનમાં ધારે તે કામ કરજે.

જમરૂખભાઇ તો ગયા ડબ દઇને નીચે. એક જમરૂખી હતી તેને વળગી પડયા.

(૨)

જમરૂખી તો મંગા પટેલની હતી. મંગળ પટેલને ઉધનામાં સૌ મંગા પટેલ કહેતા. તેના વાડામાંની જમરૂખીએ જઇને પરીનું જમરૂખ–પાકેલું જમરૂખ, ગળ્યું ગળ્યું જમરૂખ, કેરી જેવડું મોટું જમરૂખ વળગી ગયું.

તે દહાડે તો ગમ્મત થયલી.

મંગાપટેલની પડોશમાં રતનીયો રહે. રતનીયો ને એની ફોઇબા, ને ફોઇબાની દીકરી જમની. ત્રણ જણાં રહે.

રતનીયો તેર વરસનો. ફોઇબા તેપ્પન વરસનાં ને જમની સાત વરસની. ખાય પીયે ને મઝા કરે.

એક નાની પાડી હતી. થોડું થોડું દૂધ આપતી. નાનો સરખો વાડો હતો. પાંચ દશ તેમાં ઝાડ હતાં. એક બે આંબા, બે ત્રણ દાડમડી, એક રતાળુનો વેલો, ને બે ચાર ભીંડાના છોડ! થોડાં અળુનાં પાને થાય. ફોઇબા તો ઝાડોનું જતન કરે. કેરી વેચે, દાડમ વેચે, અળુનાં તો પાન વેચે, ને તેમાં-

થી જે આવે તે ત્રણે જણાં ખાય, પીયે ને મઝા કરે.

કંઇ લેવું કરવું હોય ત્યારે રતનીયો સુરત જાય. પાડીને જોડે એક્કા સાથે. ગામમાં પૂછે: કોઇને કંઇ લાવવું છે? કોઇને કંઇ લઇ જવું છે? પછી સુરત જાય. કોઈનુંયે કામ કરે ને પોતાનુંયે કામ કરે.

આજે રતનીયો પાડી જોડીને ગયો હતો. શિવાકાકાના વેંગણ લઇ જવાના હતા. મણ વેંગણ લઇ ગયો'તો; ને પોતાને સારૂ જુવાર લઇને આવતો'તો.

વચ્ચે પાડીબાઇ ચઢ્યાં તોફાને. મનમાં વિચાર કરે: જાઉં ત્યારેય ભાર, ને આવું ત્યારેય ભાર! એવડું વૈતરૂં મારે કરવાનું ને આ લોકો તો મઝા કરે. પાડીબાઇએ તો માર્યો ઉછાળો. ગાડીને ઉથ્લાવી નાંખી. રતનીયાને પાડી નાંખ્યો. જુવારને તો વેરી નાંખી! પાડીબાઇ તો તોફાન કરીને ઉભાં રહ્યાં!

રતનીયાભાઇનો પછી જોઈ લ્યો ગુસ્સો ને!

બે ચાર તો ગાળો દીધી: પાડકી તાડકી ચણાની દાળ, ઉભી રહે તારી વલે કરૂં છું! બે ચાર થાપટ લગાવી. કાન પકડીને એવો તો આમળ્યો! પણ પાડીબાઇ તો નર્યાં જીદ્દીનુંજ ઝાડ તો!

પણ એટલામાં તો વાગ્યું નગારૂં. દૂર દૂરથી સંભળાયું. ઉધનાના મંદિરનું નગારૂં. રોજ આરતી ઉતરે ત્યારે નગારૂં વાગે. નગારૂં સાંભળ્યું ને પાડી બાઇએ તો મૂકી ગબરડી તે નાઠાં ગામ તરફ.

રતનીયે તો જેમ તેમ જુવાર વ્હારી ભેગી કીધી ને ધોતીયે બાંધી. માથે મેલીને એ તો ચાલ્યો ઘેર. પણ થોડી થોડી જુવાર બગડીસ્તો—ગઇ સ્તો.

(૩)

પાડીબાઇ ગાલ્લી સાથે ઘેર ઉભેલાં. ડોશીમા પણ બારણામાંજ. રતનીયો આવ્યો ને વાત કરી એટલે ડોશીમા તો ખિજાયાં: એ પાડી બહુ હરામી થઇ ગઇ છે. આવું તે તોફાન! આવી તે મસ્તી! બહુ કરશે તો હવેને ફેરે શનિવારના હાટમાં વેચીજ નાંખીશ!

ના, ના ફોઇબા !—રતનીયો પાડીને વેચવાની વાત સાંભળી કરગરી પડયો—એમ ના કરશો. એ તો બિચારી ભલી છે. કોઇક વાર એમે હોય. મને ક્યાં વાગ્યું છ જે? ને જુવાર બહુ તો અચ્છેરેક માંડ ગઈ હશે. છોને બિચારી રહેતી. કોઇક દહાડો કામ લાગશે.

વારૂ ત્યારે, ઠીક છે. પણ ચાલ, હવે કપડાં કાઢ ને થોડું ખાઈ લે. ભૂખ્યો થયો હઇશ.

ફોઇબાએ શિંકેથી પતેલી ઉતારી ને રતનીયાને જમવા બેસાડયો. ખાસ્સો દોઢ રોટલો ને પાશેર શાક ચપાટી ગયો. પાણી પીધું ને ઠંડો થયો.

પછી તો ફળીયામાં ગયો. ભાણીયા સાથે વાતો કરી. મકનીયા સાથે મસ્તી કરી. પાછો ઘરમાં આવ્યો.

એટલે ફોઇબા બોલ્યા: તે રતનીયા, વાડામાં જાને ! અળુના પાનમાં ને ભીંડાના છોડમાં થોડું પાણી રેડ.

રતનીયો તો વાડામાં ગયો. પાણી રેડયું. ત્યાં

મંગાકાકાની જમરૂખી જોતાં મ્હોંમાં પાણી છૂટ્યું: લાવને એકાદું જમરૂખ તો ખાઇયે.

રતનીયા ભાઇએ નજર કરી તો જમરૂખી પર એક એવું સરસ જમરૂખ!–મોટું કેરી જેવડું, પીળું પાકાં પાન જેવું, એવું તો રૂપાળું!

આયે ખરૂં ભાઇ! બધાં જમરૂખ તો કાચાં છે ને આ ખરૂં પાકું! લાવને ઉડાવી જઇએ.

રતનીયાભાઇ તો વાડ કૂદીને મંગા પટેલના વાડામાં પેંઠા. લાકડી વડે જમરૂખ પાડયું. ને ઝાડ તળે ખાવા બેઠા! મનમાં એમ, કે કોણ જોવાનું છે જે?

(૪)

પણ એ તો મંગા પટેલ! મંગા પટેલ તો સ્વભાવના તીખા તમતમતા! મિજાજ તો મોટા તિસ્મારખાં જેવો! રાજી ત્યાં સુધી રાજી, પણ ગુસ્સે થયા ત્યારે કોઇના જ નહિ તો!

રતનીયે એક બચકું જમરૂખનું ભર્યું ના ભર્યું ત્યાં તો દોડતા મંગાકાકા આવ્યા જ છે

ને ! હાથમાં એક સોટી છે, મારવાને સારૂ ઘુમાવે છે. રતનીયાને થયું: બાપરે ! પાંખ હોય તો કેવું સારૂં ! એ ઉડતાકને જઈ પડીયે ક્યાંના ક્યાં !

બચકું ભરે છે ને વિચાર કરે છે ત્યાં તો ઓય બાપરે ! એ તો ઉડયોજ છે ને આકાશમાં ! એ તો પેલું જાદુઈ જમરૂખ હતું જાદુઈ! ખાતાં ખાતાં જે ઇચ્છે તે થતાં વાર કેટલી ? ચમન-પરીનું જાદુઇ જમરૂખ !

રતનીયાભાઇ તો ઉડીને પડ્યા પોતાના વા-ડામાં. મંગા કાકા તો જોઈજ રહ્યા ! ઓ બાપરે ! આ શું ! આ છોકરો તો ઉડતો દેખું !

પણ ઉડવામાં ને ઉડવામાં જમરૂખ પેલું ત્યાં ને ત્યાં પડી ગયેલું.

રતનીયાભાઇ પણ ઉડ્યા તો ખરા, ને પડ્યા પણ ખરા: પણ અજબ બહુ થયા ! આ શું, હું ઉડયો કેમ ? ને વાત શી ? દશ મિનિટ તો એ ડાચું વકાસી બેસીજ રહ્યો ને !

બીજી બાજુ મંગા કાકા પણ ઠંડાજ થઇ

ગયા !—આ પણ ખરૂં ભાઇ! આ છોકરો ઉડતો ક્યાંથી થયો? ને (—એટલામાં પેલા જમરૂખ પર નજર પડી—) આ જમરૂખ પણ ક્યાંથી આવ્યું? કાલે તો કંઇ નહોતું! આવું પીળું, પાકું, રૂપાળું જમરૂખ શાનું વળી?!

લાવને ભાઇ, ચાખી તો જોઉં—કહી મંગા પટેલે તો એક બચકું ખાધું: હાશ, આ તો બહુ મજાનું છે—મીઠું સાકર જેવું, જાણે રાંદેરી બોરસ્તો. લાવ પૂરૂંજ ખાઇ જાઉં!

(૫)

મંગા પટેલ તો એમ બોલી બેઠા પાસેના મોટા પથરા પર. ને બીજું બચકું ભરે છે ત્યાં તો ટન્ ટન્ ટન્ ઘંટડીઓ ગાજવા લાગી. મંગા પટેલની ગાયો–ભેંસો ગામમાં ભટકી ઘેર આવી. દોહવાનો વખત થયો'તો! મંગા પટેલને આળસ આવ્યું!—આ ગાય ભેંસડાં પોતાની મેળેજ દોહવાઇ જતાં હોય તો કેવું સારૂં?! હું મારી મેળે આહં ચોંટીને બેસીજ રહું!

પણ મંગા કાકા ધારે એટલીજ વાર હતીને! ફડાફડ ઘરમાંથી તાંબડીઓ નીકળી ને બેઠી ગાય ભેંસની નીચે; ને આંચળમાંથી દૂધની ધારા તાંબડીઓમાં પડવા લાગી! ઓત્તારી આ શું–કરતા મંગાકાકા ઉઠવા ગયા તો ઉઠાયજ શાનું? ચોંટીજ ગયલા પથરા સાથે.

કાકા તો ગભરાયા. ખીજમાં ને ખીજમાં જમરૂખ ફેંક્યું રતનીયાના વાડામાં. ને પોતે ઉઠીને ઉભા થવા માટે ખેંચાખેંચ કરવા લાગ્યા!

વાહ, મંગાકાકા વાહ!

(૬)

રતનીયાના વાડામાં પાડીબાઇને બાંધ્યાં'તાં. ત્યાંજ પડયું પેલું જમરૂખ. પાસેજ ખાવાનું પડે, પછી પાડીબાઇ ઝાલ્યાં રહે કે?

પાડીબાઇએ તરત મ્હોં માર્યું. મનમાં ધાર્યું: છે તો અડધુંજ, પણ જે છે તે! એવું એવું પણ કયાં મળે છે?! આ આંબા ને દાડમડી પર કેરી ને દાડમ ભર્યાંભરપુર હોય તો પવન પાડયાં કરે

ને હું તે ખાધાંજ કરૂં ! પણ એ દિન કયાંથી?!—

એમ વિચારતાં પાડીબાઇએ તો જમરૂખ ખાઇને ખલાસ કર્યું.

પણ એ તો હતું જાદુઇ જમરૂખ ! પાડીબાઇને તેની શી ખબર ? આંબો ને દાડમડી કેરી દાડમથી ભર્યાંભરપૂર થઈ ગયાં ને ડબોડબ કેરીઓ પડવા લાગી !

અવાજ સાંભળીને ફોઇબા દોડી આવ્યાં. જુએ છે તો આંબા પર કેરીજ કેરી ! દાડમડી પર દાડમજ દાડમ ! ઓય બાપરે ! આ તે કેવું જાદુ ?

રતનીયાને બૂમ પાડી: રતનીયા, રતનીયા, જો તો ખરો ! આ બધું શું ?

રતનીયો ઘરમાંથી દોડતો આવ્યો: ઓ બાપરે ! આ તો ખરૂંજ જાદુને !

ફોઇબા કહે: આ તો બસો રૂપિયાની કેરી ને સો રૂપિયાનાં દાડમ હશે. રતનીયા ! આ જાદુ કોણે કર્યું ? !—

હં ! હં ! એ તો આપણી પાડોજ હશે રે

ફોઇબા ! તમે એને વેચવાની વાત કરતાં'તાં. તેથી એણે બતાવી કરામત !

રતનીયાની નજરે પેલા જમરૂખની એક કચ્ચર પાડીના મ્હોંમાંથી સરી પડતી દેખાઈ !

"હં ! હં ! એ તો એજ! પાડી ને જમરૂખ ! ખરૂં ભાઇ એ જમરૂખ તો !"

એમ બોલતો રતનીયો તો હરખાતો હરખાતો ભાણીયાને ને મકનીયાને વાત કરવા સારૂ દોડી ગયો.

(૭)

ફોઇબા તો કંઇ ખુશ થાય, કંઇ ખુશ થાય ! ચાલો, હવે તો બીજી બે ભેંસ લેવાશે ખરી !

હોંશમાં ને હોંશમાં ખાતરી કરવા બે કેરી તો ડોશી ખાઇ પણ ગયાં !

જમની પણ પછી શાની રહે ? તેણે પણ કેરીઓ ઉડાવવા માંડી.

× × ×

નીલમપરી ને ચમનપરીએ પાછાં વળતાં નજર

કરીઃ ચાલો ભાઇ, જે થયું તે ઠીક થયું. ગરીબની આંતરડી ઠંડી થઇને !



# બાલોદ્યાનમાલાના કાયમ

# ગ્રાહક બનો

ઘણી બાજુએથી આ માલાના કાયમી ગ્રાહક બનવા માટે પૂછપરછ આવ્યા કરે છે. તેથી એવો નિયમ કર્યો છે કે જે કોઇ ભાઇ યા બહેન રૂા. ૪ અમારે ત્યાં અનામત મુકશે તેને અનાગત મળ્યાની તારીખ પછી બહાર પડતાં પુસ્તકો નિયમિત રીતે મળશે. અનામત મુકવાનો લાભ એ છે કે પુસ્તકોનું ટપાલ ખર્ચ સંસ્થા ભોગવશે અને ગ્રાહકને છાપેલી કિંમતે ઘરબેઠાં ચોપડી મળશે. આ રીતે મુકેલી રકમનો બરાબર હિસાબ રખાશે અને રકમ પૂરી થતાં ગ્રાહકને ખબર આપી વધુ નાણું મંગાવી લેવાશે. આમાં કોઇ જાતની દાખલ ફી કે કશું નથી. છેક ઓછી કિંમતની ચોપડીઓ હશે તો બે બે ત્રણ ત્રણ સાથે મોકલાવી દેવાશે. વરસના ગાળામાં રૂા. ચારથી વધુ લાગત ગ્રાહકને આવશે નહિ પણ ચોપડીઓ અમુક આંતરે બહાર પડેજ, એવો કંઇ નિયમ નથી. અનામત મળ્યા પહેલાંનાં પુસ્તકો ગ્રાહકને જોઇશે, તો પૂરી કિંમતે અપાશે. પણ બધાં સાથે લેશે તો વળતર કાપવામાં આવશે. આજેજ મનીઓર્ડર કરો.

ગાંડીવ બાલોદ્યાન માલાઃ પુષ્પ સાતમું

# બાળવિહાર (૧)

આ ચોપડી ખાસ વખણાઇ છે અને તેની ત્રીજી આવૃત્તિ પણ બહાર પડી છે. એમાં વિજ્ઞાનના નિયમોને લગતી સરસ રસમય કથાઓ ચિત્રો સાથે આપેલી છે. બાળક જે હજારો સવાલો પૂછે છે તેના જવાબ એમાંથી મળી, શકશે. દાખલા તરીકે સૂરજ કેમ બાળે છે, પૃથ્વી કેમ ફરે છે, ઘી પાણી કરતાં હલકું કેમ, છાપખાનામાં કેમ છપાય છે, બલુન કેમ ઉડે છે, ભમરડો, કનકવો, વગેરે વગેરે અનેક સિદ્ધાંતોની રસભર ગૂંથણી કરવામાં આવી છે; તેર ચૌદ વરસની ઉમ્મરનું એક પણ બાલક એ વાંચ્યા વિના ન રહે. એને વિજ્ઞાનનો શોખ જાગશે, કુદરતની લીલા સમજાશે, દુનિયામાં આગળ ધપવાની તાલાવેલી લાગશે. છ સાત ચિત્રો અને બોર્ડ પટીનું મજબૂત પુંઠું રાખ્યું છે. કિંમત ૦-૧૨-૦ ટ. ખ. જૂદું.

અનેક પત્રોએ વિદ્વાનોએ, લેખકોએ, અને બાળ સાહિત્યના વિવેચકોએ એને વખાણેલું છે. વડોદરા રાજ્યમાં તેમજ સરકારી કેળવણી ખાતાએ ઇનામ વગેરે માટે એને મંજુર કરેલું છે. ઇનામમાં આપવા માટે એવી ઉત્તમ ચોપડી બીજી જૂજ હશે.

# આલોધાનમાળાના કાયમ ગ્રાહક બનો

ઘણી બાજુએથી આ માળાના કાયમી ગ્રાહક બનવા માટે પૂછપરછ આવ્યા કરે છે. તેથી એવો નિયમ કર્યો છે કે જે કોઈ ભાઈ યા બહેન રૂ. ૪ અમારે ત્યાં અનામત મુકશે તેને અનામત મળ્યાની તારીખ પછી બહાર પડતાં પુસ્તકો નિયમિત રીતે મળશે. અનામત મુકવાનો લાભ એ છે કે પુસ્તકોનું ટપાલ ખર્ચ સંસ્થા ભોગવશે અને ગ્રાહકને છાપેલી કિંમતે ઘરબેઠાં ચોપડી મળશે. આ રીતે મુકેલી રકમનો બરાબર હિસાબ રખાશે અને રકમ પૂરી થતાં ગ્રાહકને ખબર આપી વધુ નાણું મંગાવી લેવાશે. આમાં કોઈ જાતની દાખલ ફી કે કશું નથી. છેક ઓછી કિંમતની ચોપડીઓ હશે તો બે બે ત્રણ ત્રણ સાથે મોકલાવી દેવાશે. વરસના ગાળામાં રૂ. ચારથી વધુ લાગત ગ્રાહકને આવશે નહિ પણ ચોપડીઓ અમુક આંતરે બહાર પડેજ, એવો કંઈ નિયમ નથી. અનામત મળ્યા પહેલાંનાં પુસ્તકો ગ્રાહકને જોઈશે, તો પુરી કિંમતે અપાશે. પણ બધાં સાથે લેશે તો વળતર કાપવામાં આવશે. આજેજ મનીઓર્ડર કરો.

# નવા યુગનાં રમકડાં

## સેટ ૧ લો

| | | |
|---|---|---|
| ૧ | ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦—૫—૦ |
| ૨ | બકુલ | ૦—૬—૦ |
| ૩ | બિરબલનો બન્ધુ | ૦—૮—૦ |
| ૪ | મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦—૮—૦ |
| ૫ | નીલમ | ૦—૬—૦ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦—૪—૦ |
| ૭ | બાળવિહાર (૧) | ૦—૧૨—૦ |
| ૮ | જયબજરંગ | ૦—૬—૦ |
| ૯ | વાઘોનુ વન | ૦—૪—૦ |
| ૧૦ | જાદુઈ હાર | ૦—૪—૦ |
| ૧૧ | બરફીપુરી | ૦—૪—૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦—૪—૦ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦—૬—૦ |
| ૧૪ | કચુંબર | ૦—૩—૦ |
| ૧૫ | ધૂપસળી | ૦—૪—૦ |
| ૧૬ | બાળવિહાર (૨) | ૦—૬—૦ |
| ૧૭ | મોતીના દાણા | ૦—૫—૦ |
| ૧૮ | એક હતો કૂતરો— | ૦—૪—૦ |
| ૧૯ | કેરીનાં ભજીયાં | ૦—૩—૦ |
| ૨૦ | નવનીત | ૦—૩—૦ |
| ૨૧ | મેઘધનુષ | ૦—૪—૦ |
| ૨૨ | મિયાઉં | ૦—૧—૦ |
| ૨૩ | હાથી ધમધમ ચાલે | ૦—૧—૦ |
| ૨૪ | બાળ ડાયરી | ૦—૩—૦ |
| ૨૫ | ચોપગાંની ચતુરાઇ | ૦—૪—૦ |
| ૨૬ | ગધેડાનું રાજ | ૦—૧—૦ |
| ૨૭ | રમકડાંની દુકાન | ૦—૧—૦ |
| ૨૮ | જાદુઇ જમરૂખ | ૦—૧—૮ |
| ૨૯ | મકનો મસ્તાનો | ૦—૧—૬ |
| ૩૦ | બંગાળી બિરબલ | ૦—૬—૮ |

કુલ ૮—૦—૬ ને બદલે આખો સે. લેનારને ૭ા રૂ.માં ફેન્સી બોક્સ સાથે. પોસ્ટેજ રૂ. ૧. સ્ટેશનવાળા ગામે રેલ્વે પાર્સલ સસ્તુ પડે.

## સેટ બીજો:

| | | |
|---|---|---|
| ૧ | ભૂલભૂલામણી | ૦)– |
| ૨ | સવાકાની આપવીતી | ૦)– |
| ૩ | ખોટી ખોટી વાતો | ૦ા |
| ૪ | સિપાઈદાદા | ૦)ા |
| ૫ | મધપૂડો | ૦ાાા |
| ૬ | કોલસાકાકા | ૦ા– |
| ૭ | સબરસ | ૦)= |
| ૮ | કીર્તિસ્તંભ | ૦ા |

નવી ચોપડીઓ તૈયાર થાય

## મોટા બાળકો—કુમારો

| | |
|---|---|
| બલિદાન | ૦ |
| બ્રહ્માંડનો ભેદ | ૩ાા |
| પારસમણિ | ૨ |
| ગીતાંજલિ | ૧ા |
| પાંડવગુપ્તનિવાસ | ૦ા |
| ખાંયણાં | ૦. |
| નીતિધર્મ | ૦ા |